# અક્કલનો ઓથમીર

અથવા

# ગામડીઓ ગમાર.

( ભાગ ૨. ૩. ૪ પુરાં )

પ્રકાશક,

"ગુજરાતી" સાહિત્ય મંદિર

સલાબતપુરા, સુરત.

માલ એજન્ટ,

"નવચેતન" પુસ્તકાલય,



તીયાવૃતિ ૧૯૨૫ પ્રત ૨૦૦૦

કીંમત છ આના.

ઘર ઘરનો શણગાર.

# ચતુર સુંદર સ્ત્રી વિલાસ

અથવા

# મનહર સરળ ગરબાવળી

**મૂલ્ય માત્ર દશ આના**

આ ગરબાવળી આધુનિક સમયને અનુસરી તૈયાર કરવામાં આવી છે તેની અંદર ગૃહસ્થ સ્ત્રીઓ તેમજ બાળાઓને આપવામાં આવતું સંગીતનું જ્ઞાન જેવું ... જોઇતા ઉપયોગી ગાયનો, ગઝલો, ગરબાઓ વિ. મોટો સંગ્રહ કરવામાં આવ્યો છે જેમાં સીતાજી કાંચળી વૈદરભી વનવાસ સત્યભામાનું રૂપણું, રાધાજીના વિવાહ. ... ગીત, અધરણીના મોશાળા, જનોઈ વીગેરે ... ને અનુસરી એટલી તો ઉપયોગી બનાવી છે. તેના ... માણમાં કીંમત કાંઇજ નથી. ગ્લેઝડ કાગળ ઉત્તમ આર્ટ પેપરના ટાઇટલ સાથે.

**આજેજ લખો,**

## "ગુજરાતી" સાહિત્ય મંદિર.

**સલાબતપુરા–સુરત.**

# અક્કલનો ઓથમીર

અથવા

# ગામડીયો ગમાર.

( ભાગ ૨—૩—૪ પુરાં )

લેખક,

અંબેલાલ [illegible]રામભાઈ દેસાઈ.

પ્રકાશક,

"ગુજરાતી" સાહિત્ય મંદિર.

સલાબતપુરા—સુરત.



તૃતીયાવૃત્તિ સને ૧૯૨૫ પ્રત ૨૦૦૦

કીંમત છ આના

સુરત મરીનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ"
પ્રિન્ટીંગ પ્રેસમાં રઘુભાઈ લલ્લુભાઇ દેસાઇએ છાપી.
અને
"ગુજરાતી" સાહિત્ય મંદિર તરફથી જેકીશનદાસ ત્રિભુવનદાસ
પટેલે સલાબતપુરા, સુરતથી પ્રગટ કરી

---

# અંક્લનો ઓથમીર
## અથવા
# ગામડીયો ગમાર.



## ભાગ ૨ જો—પ્રકરણ ૧ લું.

પ્રભાતના પહોરમાં ગાડી ધમધમ કરતી વાંદરાના સ્ટેશન ઉપર પહોંચી એટલે મોહનલાલે ધનાપટેલને જગાડયા, જાગતાની સાથેજ ધનાપટેલ બોલી ઉઠયા "ચાલ, ચલ, બહુ મોડું થઇ ગીયું અજુતો ભેંહડા દોવાના, બલને બાહાર કાઢવાના ને તેને ધાહ લાખવાનું રાંડ તારથી તેની થીયું કે મને ઉઠારવા આવી! તું તો મારો જીવ લેહે તીયારે રેહે."

ધનાપટેલ હજી આંખો મીચીનેજ વાતો કર્યા કરતા હતા તેને જોઇને મોહનલાલ પોતાનું હસવું રોકી શકયા નહીં. જેમ તેમ હાસ્ય રોકી તેમણે કહ્યું. "અરે! ધનાપટેલ આ તો આગગાડી છે અહીં તો પટલણે નથી ને તમરૂં મોતાએ નથી આ તો મુંબઈ આવ્યું."

ધના પટેલ-'અરે હા યાર હું તો જાણે મોતામાં ઢોલ્યાપર હુતેલો હોઉં એમજ અવાર વેર હમજ્યા કરતો તો હું પણ મનમઇ

કાં છે? પાટીયાપર તો વાંદરા લખેલું દેહું મોનભાઇ હું અહીં બધા વાંદરા રહેતા ઓહે! ઓહે તો એમજ.

મોહનલાલ જવાબ આપે તે પહેલાં તો એક ટીકીટ એકઝામીનર ધનાપટેલવાળા ખાનામાં આવ્યો અને ટીકીટો તપાસવા લાગ્યો તેને જોઇને ધનાપટેલ બુમ મારી ઉઠ્યો "અરે મોનભાઇ આ મારો હહરો વાંદરો તો ગાડીમાં આયવો એ હું માગે! તારી પોરનો વાંદરો મારૂં તારી નો" એમ કહીને ધના પટેલે એક મુક્કી ટીકીટ એકઝામીરને મારવા ઉગામી પણ મોહનભાઇએ એકદમ તેને પકડી લીધો અને બેસાડી દેતાં નાકે આંગળી ધરી ચુપ રહેવાની ઇશારત કરી. ટીકીટ એકઝામીનરની ધનાપટેલ તરફ પીઠ હોવાથી તે કાંઇ પણ જાણી શક્યો નહીં. પણ બીજા ઉતારૂઓ હસી હસીને થાકયા જરાવાર પછી ટીકીટ એકઝામીનર ધનાપટેલ પાસે આવ્યો અને ટીકીટ માંગી, "એમાં જોવાનુ હું વરી? કાંઇ મઇથી કાડી ખાઇ ગીયો! અંગરબાની કસેથી ટીકીટ છે કીને આપતાં ધનાપટેલ પૈહા તો મે આપેલા છે." ટીકીટ એકઝામીનરે ટીકીટ પાછી આપી એટલે ફરી ધનાપટેલ બોલ્યા હું મઇ જોઇને રાતુ કાઇડૂં. મારો હહરો અધીરવે.

આમતેમ ટીકીટ ફેરવીને જોતાં પંચ કરેલી ટીકીટમાં કાણું જોતાંજ ધનાપટેલ બોલી ઉઠયા કે 'જુઓ મોનભાઇ આ વાંદરો તો વરી જુદી જાતનોજ તો દેખું, જુઓની આતો મારા હહરાનો દીકરો ટીકીટમાં ડાકુ મારીને કાણું પાડીને તે ખાઇ ગીયો હું હહરો દીવારનો એજ મનખુઓ ઉઠાયવા કરૂં કે એ મારો હહરો હું કરવા આ બધાની ટીકીટ જોતો ફરતો ઓહે? તો એ વાઘના બાબાને

આ મારગ ઊપર કાગર બધા પડેલા છે તે ખાતાં હું ગોરી વાગી. મારી હહરી વાંદરાની જાત આડી તો ખરી, પણ મોનભાઇ આપણે ઘેર હો વાંદરા તો થાય પણ તે તો કાગર ની ખાય ને આ કેમ ખાય ? હં પણ આ વેલાતી વાંદરા ઓહે ? મારૂં હહરૂં વેલાતી બધું આપણા કરતાં ઉધું ચીન્તુંજ પણ મોનભાઇ એ કાં રેતો ઓહે ! એને હો વાંદરી ઓહે કે ! "

મોહનભાઇ—અરે ! ધનાપટેલ હવે તમે બધી વાત પડતી મુકો તમારે ઊતરવાનુ ચર્નીરોડ સ્ટેશન આવ્યું, નકામો લવારો શું કામ કર્યા કરો છો ?

એમ ગડમથલ કરતાં ચર્નીરોડનું સ્ટેશન આવ્યું. માસ્તર નરભેરામે આગળથી તાર મુકેલો હોવાથી ગોપાળ ધનાપટેલને સ્ટેશન ઉપર લેવા આવેલો હતો. દરવાજા ઉપર ટીકીટ આપી એટલામાં ગોપાળે ધનાપટેલને બુમ મારી ધનાપટેલ તો બિચારો આમતેમ બહાવરાની માફક જોયા કરતો હતો ગોપાળે એક ગાડી ભાડે કરી અને તેમાં બન્ને જણા બેઠા. રસ્તે ચાલતાં ધનાપટેલ ભિન્ન ભિન્ના પ્રકારનાં વિચિત્ર પ્રશ્નો પૂછતા પણ ગોપાળ તેને ગમેતેમ સમજાવતો અને આખરે ઘેર આવી પહોંચ્યા, નાહી ધોઈને જમ્યા પછી ગોપાળ ધનાપટેલને લઇને મુંબઈમા ફરવા નીકળ્યો મોટાં મોટાં મકાનો જોઈને ધનાપટેલે કહ્યું ગોપાળ આ બધા ઘરના પાયા હારા છે કે નહી તો એકુ હફલ્યું બફલ્યું કેની તો આપણે તો રામરોટલોજ થઇ જાહકું જો ! અને ઘેર તારી કાકી આંખમાં આંગરી ઘાલીને વાટજ જોયા કરહે જો મારૂં હહરૂં આ તો મને બોવ નવાઇજ

લાગે કે આવડા મોટાં પથરા અને લોઢાં ઉપર કેમ ફરતાં ચપદાં ઓહે !'

એમ કરતાં કરતાં ધનાપટેલે છેક બીલ્ડીંગને મથાળે જોયું એટલે તેમની પાઘડી ગઈ ગબરર ગસ કરીને જાણે બાબા ગાડીનું એક પૈડું ગબડયું ધના પટેલ એકદમ ચોંકી ઉઠયા ને બુમ પાડી ઉઠયાં કે " અલ્યા ગોપારીઆ હું જોઇ રીયો મારી પાઘડી કોઇ લુંટી ગયું મારા હહરા મુરખાએ ! પાઘડીમાં છું માલ છે જે પણ હહરા પાઘરીના ચોર મારા હારાને કહેતે તો બે ત્રણ એને આપતે ની.'

ગોપાળ–"અરે કાકા નાહકના બુમ બરાડા શું કરવા પાડો છો તમારી પાઘડી તો આ શું આ નીચે પડેલી એ તો તમે ઉચે જોયું. એટલે ગબડી ગઈ ચોરી ગયું નથી.

મકાનના પાયાની શંકાનું સમાધાન કરી ગોપાળ ધના પટેલને લઇને વિકટોરીયા ગાર્ડનમાં જવા માટે ટ્રામમાં બેઠો. ટ્રામ ઠેર ઠેર ઉભી રહેતી જોઇને ધના પટેલ બોલ્યા " મારા હહરા મમ્મઇના લોક તો ખરા ! એ લોક છરકારના જેની ગાલ્લી રાખે ને બીજા લોકની રાખે તેની પાહે વરી પૈહા લેય. હારા જાં જાય તાં પૈહા હાથેજ વાત ઓહે મરહે આપરે હું પન ગોપારીઆ આપણે કાં અમણાં ચાઇલા !

ગોપાળ–રાણીના બાગમાં.

ધના પટેલ–આપણો મોરીઓ એક હહારો કેતો ઉતો કે હુરતમાં રાણીનો બાગ છે ને વરી તે અહીં કાંથી આવી પયડો ! તે ને આ એકજ કે બેઉ જુદા જુદા ઓહે !

ગોપાળ—સુરત ને મુંબઇના બાગ તે એક હોય ? અહીંનો ને ત્યાંનો બેઉ જુદા જુદા.

ધનાપટેલ—હં અવે હું હમજો પણ એ રાણીઓ બેઉ જુદી જુદી ઓહે કેમ ખરૂં કેની એ કીયા રાજાની રાણી ઓહે ! ઓહે હવે જેની ઓહે તેની પણ ઉં એમ પુછું કે તે અકકલની ઓથમીરને આપણા મોતામાં બાગ કરાવતાં હું થીઉં તે કેઇ મરની બાઇ ! તે કાં આં મમ્મઇમાંજ રેય કે ? તને જો મલે કની તો જરા તે રાણીને બે વાત મારા તરફથી હારી રીતે હમજાવજે ને કેજે કે એક આપણા મોતામાં બાગ કરાવે અને એક આપણી પટલણ અરે મારી પટલણને પીયર ખોજપર પારડીમાં કરાવે પણ જો તું એમ તો કેહવાનું ભુલી જતો નખે કે મોતાવારા ધનાપટેલે આ કેવરાવ્યું છે. મારૂં નામ દેહે કે તરત તે માની જહે એમ તો રાણી બહુ ડાઇ છેતો ચાલો એ કામ તો નકકી થીયું પછી હો થહે.

એમ વાતો કરતા કરતાં વિકટોરીયા ગાર્ડન આગળ આવીને ટ્રામ ઉભી રહી. ગોપાળ અને ધનાપટેલ ઉભય ટ્રામમાંથી ઉતરી પડયા. તે દીવસે જોગજોગે શનિવાર હતો અને બપોરનો સમય હતો એટલે વિકટોરીયા ગાર્ડનમાં માણસોનું પૂછવુંજ શું ? એ બધાં માણસોને જોઇને ધનાપટેલ એકદમ બોલી ઉઠયા, " અરે આ બધું મનખું અઇ કાંથી આયવું. બીજું તો બધું જાણે હમજા પણ આ બધા મનખોને છાહોડું કોણ પુરૂં પાડતું ઓહે ?

ગોપાળનું ધનાપટેલના બોલવા તરફ લક્ષ નહોતું એટલે તેણે કાંઇપણ પ્રત્યુત્તર આપ્યો નહીં આગળ ચાલતાં રાણીનાં બાગમાંનો

હાથી આવ્યો તેને જોઇને વળી પાછા ધનાપટેલ બરાડી ઉઠયા કે "હું એની માને ફાડું આવાં આવાં મોટાં ભેંહાડ દેખું તેમાંજ આટલાં બધાં મનખોને છાહોડું પુરૂં પડતુ દેખું, પણ અલ્યા ગોપાળ આ ભેંહડાંને આંચર કાં છે ?" વાંકા ચુંકા અને ઉંચા નીચા થતા ધનાપટેલે પુછયું.

ગોપાળ તો બીચારો મંત્રવત્ કાંઇપણ બોલ્યા ચાલ્યા સિવાય ચાલ્યાજ કરતો હતો. ત્યાર પછી તેઓ આગળ ગયા. ભિન્ન ભિન્ન પ્રકારનાં હિંસક તેમજ અન્ય પ્રાણીઓ જોઇને ધનાપટેલ તો જાણે ગાંડાજ થઇ ગયા, પણ જ્યાં વાઘનું પાંજરૂં આવ્યું એટલે વળી પાછી પટેલે પોતાની વાકધારા ચલાવી. "ઓહો મારા હહરા કોલા બહુ મોટા દેખું ને ! મારા હહરા રોજ મારા ખેતરમાંથી દુધી ખાઇ જતા તે આજે મારા હહરાના દીકરાઓ ખાઓને ! મારા હહરા ચોર જેવા અવે બોલતા છે ?"

બાગમાં ફરીને બન્ને જણા સંગ્રહસ્થાનમાં આવ્યા. જોતાં જોતાં જ્યાં કારેલાં, કાંદા, લસણ, તુરીયા વિગેરે કૃત્રિમ શાકભાજી જે કબાટમાં ગોઠવેલાં હતાં ત્યાં આવ્યા એ સર્વ વસ્તુઓ જોઇને ધનાપટેલ એકદમ ખુશ થઇ ગયા ને બોલી ઉઠયા, "ગોપાળ, આ હાકભાજી યે હારાં દેખું ને ! એને વરી આ કાચના ઘરમાં હું કરવા મુકેલાં ઓહે નીતો એકાદ કાકડી કે ચીભડું ચાખી જોને તો ખબરો પડતે કે કાકડી કડવી છે કે મીઠી ?"

ગોપાળ હવે ધનાપટેલથી ત્રાસી ગયો હતો એટલે બાગમાં વધુ વખત ન રોકાતાં ધનાપટેલને લઇને ઘેર આવ્યો.

સાંજના વાળુ કર્યા પછી તેઓ ચોપાટી તરફ ફરવા ગયા. ફરી ન્યુરોડ ઉપર દોડતી મોટરકારો જોઇને પાછા ધનાપટેલ ગોપાળને પ્રશ્ન

પૂછવા લાગ્યા. "અરે અહીં તો બૈ મુતરગારી દોડતી દેખું ને એ મારૂં હહરૂં કેમ વગર બલીયે ચાલતું ઓહે ? પેલી ગાડી તો જાણે ભૂંગરામાંથી ધુમાડો કાઢે તેના જોરથીઓ ચાલે પણ આને તો ની ભૂંગરૂં ને ની કાંઇ તેઓ મારૂં હહરૂં ભોં ભોં કરતું જાય નાઠું ને વરી આં દીઠું ને પણે ની, આં દીઠું ને પણે ની ! અલ્યા ગોપા-રીઆ પણ એ મુતરગારીમાં કોણ લોક બેહેલા છે. તે તો જરા કહે વરી મહીં તો મારી હહરી પટલણો સૌ મોટી મોટી માથે ટોપલી ઘાલીને બેઠેલી દેખું'ને એ પટલણો કોની ઓહે ? આપણા મોતામાંને બોજપર પારડીમાં તો એના જેવી એકુ પટલણ ની મળે ને તે એ મારી હહરાવારી કાંથી આવી ઓહે ! રોજ પેલો હાબુ ચોરીને નાતી ઓહે તેમાંજ હારી ગોરી પુણી જેવા થયેલી દેખું. તું હો તારી પટલણ કંકી હારૂં એક હાબુનો મોટો ગોરો મને લઇ આપજે.

થોડીકવાર આમતેમ જોયા પછી કવીન્સરોડની જમીન જોઇને વળી પાછું ધનાપટેલે ભાષણ ચલાવ્યું "પણ અલ્યા ગોપાર આપણે ઘેર આપણે ખરી કરીએ તે તો ગોર ને આ તો લાંબીને લાંબી ખરી તે એવાં જુવાર, ભાત, તે બીજાનો પાર કેમ કરતાં ફેરવતાં ઓહે ! મારા હહરા મુમ્મઇના લોક છેક ગાંહાજ દેખું હં પણ વખતે એમ કરતા ઓહે જેની જુવાર કાઢવાની હોય તે કહણું લાવીને લાખી જતા ઓહે તે આ મુતરગારી ઉપરથી ફરી જાય એટલે જુવાર નીકળી જતી ઓહે ને પછી ભરી લઇ જતા ઓહે પણ અલ્યા ગોપાર તું તો કાંઇ બોલનોજ નથી. પણ જોની આપણે કેટલું ફરયા પણ એકુ ખેતર કે કીયારડો મેં કોઇ જગોએ જોયોજ ની. આટલું બધું મુમ્બઇમાં મનખાણ ભરેલું તે એકુ ખેતર મળે ની તીયારે એ મારા હહરા ખાતા હું ઓહે?"

એમ વાતના તડાકા હાંકતાં હાંકતાં તેઓ છેક ચોપાટીના સમુદ્ર કીનારે આવી પહોંચ્યા. સમુદ્રને જોતાંજ ધનાપટેલે પ્રશ્ન પૂછ્યો. "અધધધધ આ કીયારી કોની ઓહે ઓહોહોહો આવડી મોટી કાયારી દેહું તીયારે હાણે મુમ્મઇના લોકો ભુખે મરે ઘ્‌ડે."

ગોપાળ—"તમે આવો આ બાસ્ટી ઉપર બેસો પછી હું બધી વાત તમને કહું. એમ કહીને બન્ને જણા બાગમાં આવીને એક બારગી ઉપર બેઠા એટલામાં એક લોકલ ટ્રેઇનને ઉંધું એન્જીન લઇને જતું હતું તેને જોઇને સમુદ્રનો પ્રશ્ન બાજુએ મુકી વળી ધનાપટેલે નવોજ પ્રશ્ન ગોપાળને પૂછ્યો " અલ્યા ગોપારીઆ આ વરી મારા હહરાવારી કેવી જાતની ગાડી ઓહે ? હું બેહીને આવેલો તેને તો અગાડી ભુંગરૂં ઉતુ ને આને તો વરી પછાડી દેખુ" ગાડીની દોડાદોડ જોઇને જરા થોભીને પાછા પટેલ બોલ્યા. "મારા હહરાએ બૈરાને માટીડા રોજ કાં જતા ને આવતા ઓહે ? ને એ હહરાની છ'રૂ રોજને રોજ ભથું કોણુ કર્યા કરતું ઓહે?"

થોડીવાર ત્યાં બેસીને તેઓ ઘેર તરફ રવાના થયાં આ વખતે દીવાબત્તીનો સમય હતો. હજારો વીજળીના દીપકને ભિન્ન ભિન્ન આકારમાં બળતા જોઇને ધનાપટેલ બોલ્યા. "આ મારા હહરાં લખ-લખીયાં બધા હાનાં ?"

ગોપાળ—અરે એ તો વીજળીના દીવા છે.

ધનાપટેલ—તે એ બધા કોણુ હલગાવતું ઓહે ? ને કાંથી હલગાવે એને ? એ હલગાવનારાને હહરાને દીવાહરીઓ કેટલી જોઇતી ઓહે.

ગોપાળ—અરે એ તો વિજળીના દીવાને મ્યુનિસિપાલિટી તરફથી બળે ને એતો ચાંપથી સલગે એને દીવાસળી નહીં જોઇએ.

ધનાપટેલ—ઓતારી આ તો મારૂં હહરૂં ખરૂં. મમ્મઇની મંછી પાલીમાં વજલીના દીવા ચાંપલી હલગાવે ને મારી હહરી ચાંપલી એવી ઉસીયાર કે વગર ચકમક ને વગર દેવતા ને વગર દીવાહરીએ એ વજલીન દીવા હલગાવી લખલખાટ કરે વારૂ પણ ગોપાળ એ મંછી, પાલી વજલી ને ચાંપલી આપણા મોતામાં આવીને ની રેય ? આપણે ખાવાનું લુગડા ઘર બધ્ધુ આપહું. એ જાતની કોણ છે. હું તો એમજ ધારતો છેમ ફેંપટલણ વગર બીજી જાતની બાઇરીઓની ઓહે ગોપાળ તું એ બધીયેને પુછી જોજે એતો ખાહછી ચાલી ચાલી આવહે આયવા વગર રેય એવી તો એ નથી એનો લખલખાટ જણાતો છે તો.

ગોપાળ— ચાલો કાકા ચાલો એમ બબડ બબડ કર્યા કરશો ને આમ તેમ જોયા કરશો તો કંઈ ગાડી ઘોડાથી છુંદાઇ જશો.

ધનાપટેલ ઝપાટાબંધ ગોપાળ સાથે ચાલવા લાગ્યા પણ અચાનક એક દુકાન આગળ ઉભા રહીને બુમ મારવા લાગ્યા. "ગોપાર ઓ ગોપાર આ જોતો ખરો આ દુકાનની બારહાકે એક કાગળ ચીતરીને ચોંટારેલું છે તેમાં હું લખેલું છે ? બીજુ જાણે હમજ્યા પણ આ છેક છેડે લાંબી ટેડ લખેલું છે તે હું ભાઇ ! હું તો એમ માનતો છેકે કે એ દુકાન ખૂબ લાંબી ટેડી ઓહે ને વરી પાછું એવું કે એના જેવી લાંબી ટેડી દુકાન આખાં મુમ્મઇમાં કેયે ઓહેની હે પણ ગોપારીબા એ દુકાન કેટલીક લાંબી ઓહે ? ઓહે બેઓ ચારો વીઘા એટલી તો ઓહેજ ની તો હું એની માએ હુંઠ ખાધી કે આવું લાંબી ટેડ લખે. ઓહે જેમનું ઓહે તેનું મરહે આપણે તેમાં હું.

ગોપાળ—હવે ચાલો તમે 'કાકા એતો અગ્રેજી શબ્દ ગુજરાતીમાં લખેલો છે અને " લીમીટેડ કંપની કહેવામાં આવે છે તમે એમાં ન સમજો. ચાલો હવે આપણે ગામમાં બેસી જઈએ નહીં તો નાટકનો વખત થઈ જશે તો પછી ટીકીટ મળશે નહીં.

# પ્રકરણ બીજું.

બન્ને જણાં ગામમાં બેસી ગ્રાંટરોડ આવી એક થીએટરમાં નાટક જોવા બેઠાં. ત્યાં પણ વિજળીના દીપકો જોઈને પાછા ધનાપટેલ મુંબઈની મંછી પાલી વજલી ને ચાંપલીના વિચારમાં લીન થઈ ગયા પણ એટલામાં પ્રથમ પડદો ઊઘડવાથી અને બંદુકના જોરો અવાજ થવાથી એકદમ ધનાપટેલ પોતાની જગાએથી ઉભા થઈ ગયા અને ગભરાયલા બોલી ઉઠયા કે, "અયલા ગોપારીઆ મારા હહરા કોઈ છીકારી આયવા કે હું ? હહરો જોયા મુલકા વગર બંદુક ફંફુક ફોડહે તો મારા હહરાનો દીકરો વગાડી પાડહે જો. પણ એ હહરા આંખના ફુટેલાને હુજતું ઓહે કે ની કે આટલું બધું મનખું અહીં બેઠેલું છે તે ! ને અહીં એકુ હરણું તો કયે દેખાતું નથી ને એ હું કરવા વગર કામના બંદુક ફોડતા ઓહે .

ગોપાળે પોતાના કાકાને જેમ તેમ સમજાવીને તેની જગ્યાએ બેસાડયા અને બેચાર મીનીટ પછી ધનાપટેલને બગાસું આવવાથી તેની નજર ઉંચે વિજળીના બળથી ફરતા પંખા તરફ ગઈ એટલે વળી પાછા પટેલ તડુકયા. " અરે ગોપાર આ હું મારું હહરું તરવાયા જેવું ઉપર ફયરા કરે. એને કોણ ફેરયવા કરતું ઓહે ?

ગોપાળ—અરે એતો પંખા છે, એ પણ વીજળીથીજ ફર્યા કરે ! જુઓને કેવો સરસ પવન આવે છે !

ધનાપટેલ—ઓત્તારી ! પણ એનું ભુંગરૂં તો પાતરૂં લાકડી હરખું છે ને એ એટલો બધો વા હામાં ભરી રાખતું ઓહે ! જોની જાણે આપણે કીયારડીની પાસે બેઠા ઓઇએને જેવો વા આવે તેવોજ મારો હહરો આવ્યા કરેને મારી હહરી વજણી તો ભાઇ ખરી ! દીવાતો જાણે બનાવે તો બનાવે પણ વા હો લાબે !

વળી પાછા જેમ તેમ ગોપાળે ધનાપટેલને ચુપ રાખ્યા પણ એ શાના ચુપ બેસે ? નાટકમાં થોડીવારમાં એક શહેરનો સીન ફેરવાઇને એકદમ જંગલનો થયા જતાંજ ધનાપટેલ બરાડી ઉઠ્યા "મારૂ હહરૂં આ તો વળી નવાને તરપા જાય એવું દેખું. મારા હહરા જરા વા મા મોટાં મોટાં ઝાડ ઉગાડે તને વરી પાતરાં લાવે વરી ફુલ લાવે ! અહા ગોપાર એ બધું હાણે કરીને એ લોકો કરતા ઓહે ? એને પૂછીને તું જરા ખબર લાવ આપણે હો એક આના જેવી મોતામાં વાડી બનાવીએ એમ ચાંપલીની ચકલી ફેરવી કે મોટાં મોટાં ઝાડ થઇ જાય તો તો આપણી પટલણુ તો હમકી જહે હબકી ? મારી હહરી ગંડાર જેવી મને મુમ્બઇ આવવાને ના કેતી ઉતી પણ અહીં ભલું ભલું જોવાનુ ને હમજવાનું તે તે હું જાણે. તેને હુ ખબર કે પાંચ વીહે હો થાય !'

હજુ બીજું પટેલ આગળ બોલવા જતા હતા એટલામાં જંગલનો સીન ફેરવાઇને એક મોટો મહેલ ને બગીચો આવી પહોંચ્યા અને તેમાં એક પ્રેમી જોડું શ્રૃંગારપુર્ણ ચેષ્ટા કરતું જોઇને ધના પટેલે આગળ ચલાવ્યું. "આ મારો હહરો પેલો નછરમો એ હું

કરે ને રાંડ પેશી એની બૈરી કે કોણ છે તેહો રાંડ એની જેવી. છેક લાજ વગરની છે કે હુ. એ હહરાંના દીકરાંઓને આ બધાં મનખાંમાં કાંઇ લાજ હરમ લાગની ઓહે કે નેવલે મુકી દીધેલી છે? તો એ હહરાંને ઘરમાં જઇને ફાવે તેમ કરતાં હું ઘોકો વાગે?

હજુ પટેલ આગળ બોલવા જતાં હના તેટલામાં પાછળથી કોઇએ "એય ગપ્પા મુગો મર" એમ કહીને તેમનાં પાઘડામાં ધપ્પો માર્યો. પટેલ એકદમ ચુપ થઇ ગયાં, ને કાંઇપણ બેલ્યા ચાલ્યા સિવાય થોડીવાર છાનામાના બેસી રહ્યા. પણ લોકોએ જ્યારે એક ગાયન વખતે વન્સમોરના પોકારો કર્યા ત્યારે એકદમ ચોંકી ઉઠયા ને બુમ પાડીને કહેવા લાગ્યા "ગોપાર, ગોપાર મોર કાં છે? મારા માથા બાથા પર આવીને તો નથી બેઠો?"

ગોપાર—મોર બોર કાંઇ નથી. તમે છાનામાના બેસી રહો.

ધનાપટેલ—અરે હું છાનામાના બેસી રે. આ બધા લોકો નારીઓ પાડીને જેની મોરને ઉરાડી રીયા છે તે મારા હહરા મુમ્મઇના લોકો છેકજ ગાડાં દેખું. મોર અહીં મારાથી તો દેખાતો નથી પણ વખતે હોય તો હુ થીયું તે કાંઇ ખાઇ જવાનો છે! અહી હું જુવારનું ખેતર છે કે તેનાં કહણાં ફોલી ખાઇ જવાનો ઉતો!"

એ બોલતાં બોલતાં ધનાપટેલની દ્રષ્ટી પડદાની વીંગ ઉપર ગઇ તેના ઉપર એક મોર ચીતરેલો હનો તેને જેતાંજ પાછા પટેલ 'તડુકયા 'જો ઓ પેલો મોર' બીજી વીંગ તરફ નજર જતાં 'ઓ મારા હહરા બે દેખું!' એમ કહીને પાછું પટેલે પોતાનું સંભાષણ આગળ ચલાવતાં કહ્યું "અલ્યા ગોપાર જો અવે મારા હહરા એ બેઉ મોર

લડશે ને હહરા લડતા લડતા ઉડીને આપણી ઉપર આવી પડશે તો મારા હહરાયે આપણી આંખો ફોડી લાખશે જો ,,

ગોપાળ–હવે તમે છાનામાના બેસી રહો નહીં તો હમણાં સિપાઇ આવીને બહાર કાઢી મુકશે ને માર મારશે તે જુદો. જેમ તેમ કરીને થોડી વાર પટેલ ચુપ રહ્યા પણ નાટકમાં બે રાજાઓ વચ્ચેની લડાઇનો દેખાવ આવ્યો એટલે પાછા પટેલ ગરજ્યા. અલ્યા ગોપારીઆ તું તો મારા હહરા મરવી લાખે એવો દેખૂં. આ મારા હહરા જોને પાતરાં પાતરાં ધારીઆં લઇને અથડાયા તે એકુનું હી-તુ ની કરી લખવાના ને એમાંથી જો એકુ ધારીયું હફલ્યું તો આપણા હો હાથે હાથે માર ની વાગવાના આ જો આ પેલો એક તો લાંબો થઇને પડયો અરે દોડો દોડો એને પકડો નીતો હીપાઇઓ આવીને આપણને પણ લેવડાવશે.



---

# ભાગ ત્રીજો—પ્રકરણ પહેલું.

"સું છે? શું છે એમ કરતાં પ્રેક્ષકો બધા એકદમ ઉભા થઇ ગયા અને થીએટરમાં મોટો ઘોંઘાટ થઇ રહયો પણ એટલામાં એક પારસી ડોરકીપર ધનાપટેલની વાતો શરૂઆતથી સાંભળયા કરતો હતો તે આવી પહોંચ્યો અને એકદમ લોકોને વારીને ધનાપટેલના ૫ ઘડીના ડબ્બાપર ધપ્પો મારીને બોલ્યો, 'સારા મુંગો નથી મરાતુ કે? સારો સું બકબક કરીયા કરેચ સારા ગામરાના માનસને કાઇબી વાતની અક્કલ નહીં ને હેવાન જેવો વચમા કાગડાની માફક કટકટ કરીઆ કરેચ કોણ તારા બાપ મરી ગીયોચ. સારો ગામરીઓ ગમાર અક્કલનો આથમીરજ દેખાયચ. ચલ હવે હવે મુંગો મુગો બેસી રેજે નહીં તો હથ પકરીને બાહાર કારસ. સમજ્યો, કોણ છે તું જાતનો?"

ધનાપટેલ—તારે શું કામ છે પટેલ છીએ કેમ! મારે દનો? હું તારા બાપનું કાંઇ લેઇ ખાધેલું છે! દસ જણ જાણતો હોઉ પણ એકી ઢીક બેહામણુ પાડા જો. જા અવે હમણા તો જતો કરૂં પણ તુ હવરા કોઇ દહાડો મોતે આવજે તાં તારી વાત જો જે તીયારે તાં એક મારે ને બે ની પડે તો!"

ગોપાળે પેલા ડોરકીપરને જેમતેમ સમજાવી પટાવીને વિદાય કર્યો અને ધનાપટેલને સખત સુચના આપી મામલો મહામહેનતે શાંત કર્યો.

જેમતેમ કરીને નાટક સંપૂર્ણ થયો, અને ગોપાળ અને ધનાપટેલ થીએટરમાંથી બહાર નીકળ્યા. બહાર નીકળ્યા પછી ગોપાળ

અને ધના પટેલ બન્ને ગોખલેની હોટલમાં ગયા, એક ઓરડામાં ગયા અને ઓરડામાં સંગેમરમરનાં એક ટેબલની આજુબાજુ ત્રણ કુરશીઓ પડેલી હતી અને ટેબલ ઉપર વચ્ચોવચ્ચ એક ઝાડનું કુંડું ગોઠવેલું હતું, બે કુરશી ઉપર બેઉ જણા બેઠા ઝાડના કુંડાને જોઈને ધનાપટેલે પોતાનો અક્કલનો ભંડાર ખાલી કરવા મંડયો, આ હાનુ વટાણાનું ઝાડ છે ગોપાર, ની આતો વટાણાનું ની હદરૂ વાલ જેવું જણાતુ છે. પણ વાલનું હોય તો [illegible] હોય કની. અંહ વાલનું હાનું આતો ચણાનું ઝાડ છે. [illegible] હ મ ક હદ [illegible] ચણનું ઝાડ એટલે કેમ કરનાં [illegible] તે [illegible] ઓર[illegible]એ આપણે હે [illegible] થોડાક કુંડા આપણે મોતે લઈ જમરૂં ને તેમાં વાલ ચણા, વટાણા તુરીયાં, ગલકાં, ભીડાં, એવાં બધાં [illegible] ભાજી રોપી મેલ્લુ એટલે પટલણને હાક બોરે લેવા તો ની જવુ પડે ને [illegible] જયરે મન થાય તીયારે હાક કરીને ખાવાનું [illegible] ગોપાર્[illegible]આ, તુ હદરો બેઠ બોટજ દેખું. આવું આવુ બધુ દેખું ને આટલા હડાડા હુધી મને કેયું તો [illegible], તારામ [illegible] જેટલાંય અક્કલ ની મરે તો ? "

હજુ આગળ [illegible] બોલતા જતા હતા પણ એટલામાં હોટલમાંનો એક છોકરો તેની પાસે આવ્યો અને બોલ્યો, " કાય શેઠ કાય પાઈજે ?

ધનાપટેલ તો ડાચું ફાડીને તેની સામેજ જોઈ રહયા. એટલે છોકરાએ કહ્યું " કાય વેડયા આહે કાય ? "

'વેડયા' શબ્દ સાંભળતાંજ ધનાપટેલની લુલીઆઇ પંજાબ મેલની ઝડપે ઉપડી. " અરે ઓ ઉલ્લુના છરદાર અમણાં તો કોઈ આંબા વેડતું ઓહે. આંબાપર કેરી આવે, તે મરે ને તેનાં હાખીઆં ઓહાં

પડે તીચારે વેડે કની ! છું મમ્મઇમાં આમણું આંબાએ કેરીઓ આવે કે ? જો આમણું આંબાએ કેરીએ આવતી હોય તો મને સૌ હારી વેડતા આવડની છે. બોલની તો જે કહેવાનો હોય તે ભઢી મરની તો ! હું તને વેડી આપા ! ”

છોકરો તરતજનો હોટલમાં રાખેલો હોવાથી બરાબર ગુજરાતી સમજતો નહોતો તેથી તે કાંઇપણ સમજી શકયો નહીં, અને પોતાનું બોલવું શેઠ સમજતા નથી એમ જાણીને તે વળી કાંઇક બોલવા જતો હતો એટલામાં ગોપાળે કહ્યું “દોન કપ કોફી આન ”

છોકરો તુરત ત્યાંથી ચલ્યો ગયો અને બે કપ કોફીના લાવી ટેબલપર મુકયાં કોફી પી રહયા બાદ ગોપળે બે પ્લેટ આઇસ્ક્રીમની મંગાવી. તેમાંની ચમચી તથા આઇસક્રીમના રંગ ગુલાબી જોઇને ધન પટેલની પ્રશ્નમાળા પુનઃ શરૂ થઇ અયલા ગોપાર ! આં શું ! આ તો કાંઇ ગોછ છ કે શું ? મારો હહરો તું તો વટલો પણ હાથે મને હો વટલાવહે. કે શું ? ”

ગોપળ -મે છાનામાના આ ચમચી વડે ખાઓ, એ તો દુધનું બને છે એમાં બીજું કાંઇ આવતું નથી. એમાં વટલવા જેવું કાંઇ નથી. આપણે વટલાએ એવી ચીજ આ હોટલમાં મળતીજ નથી.

“ તીયારે હારૂ બાઇ ” એમ કહીને એક ચમચી આખી ભરીને ધનાપટેલે આઇસક્રીમ પોતાના મોંમા મુકયુ આઇસક્રીમની આખી ચમચી મ્હોંમાં મુકતાંની સાથેજ પટેલ એકદમ બરાડી ઉઠયા ઓ બાપ હાળયોરે ? તારી પોરનું આઇછકી મારૂ મારૂં હહરૂં ગરામાં ચોંટી રીયું ને !

ધનાપટેલનો બરાડો સાંભળીને ગોપાળ તો આભોજ થઇ ગયો. અને વળી તેનો બરાડો સાંભળીને હોટલના બેચાર નોકરો "કાય ઝાલા શેઠ કાય આહે?" એવો પ્રશ્ન પૂછતા ધનાપટેલની આસપાસ ફરી વળ્યા.

ગોપાળે સર્વને યથોચિત્ત ઉત્તર આપ્યો અને જેમ બને તેમ વિદાય કર્યા. ત્યાર પછી ધનાપટેલને કહ્યું "કાકા થોડું થોડું ખાઓને સામટુ ખાશો તે એવું થાયસ્તો"

ધનાપટેલ—અરે હું તારા બાપનું કપાર એવું થાય! એવું ઉનું નો પેહેલેથી નાને કેવું ઉનું કની, તુ ઓ મારો હહરો મારા રાયતામાંજ ફરતો છે કે હું.

જેમ તેમ કરીને આઇસક્રીમ પુરું કર્યું એટલામાં હોટલનો નોકર બીલની ચીઠ્ઠી ધના પટેલની પાસે મુકી ગયો તેને આમતેમ ફેરવીને જોયા પછી ધનાપટેલે ગોપાળને પુછ્યુ. "અલ્યા વરી આ ફોતરૂ હાનું? મારા હહરા જાં જાવ તાં કાગર હાથેજ વાત તો બોલતા હું એના કેડાં દૂખી જતાં ઓહે? આપણે જુવારનું ભેતર હાચવવા જઇયે ત્યારે હવારથી હાંજ સુધી બુમ મારીઆ કરીએ ને આ મોટા ગોધા જેવાને અમથું જગાક બેહલવું પડે તેમાં ગોદો વાગી જાય. ખાઇને છે કેવા હીહમના ટોલ્લા જેવા, લે ચાલ અવે તું ચાલ મને ઉંઘ આવતી છે."

બન્ને જણા ઘેર આવીને સુવાની તૈયારી કરવા લાગ્યા ગોપાળે એક ઓરડીમાં પથારી કરી અને તે પર સુવા ધનાપટેલને કહ્યું, એટલે ધનાપટેલને પુછ્યું, "કેમ ઢાલીઓ નથી? એઠે કેમ કરતા

હુવાહે ? મારાં તો આડકાં તપહે. મેં આ છોબંધની બધી ભોંય એટલે હવારે તો હું હાંપે હાંપે રઇ જવા."

ગોપાળ—કાકા, તમે સુઇ જાઓ તમને કાંઇ ની થાય. અહીં તો બધા લોકો ભોંયપરજ સુવે છે.

ધનાપટેલ—ભોંયપર હુવે છે તો શું મુમ્બઇમાં હુથાર નથી ? ઓહે તો ખરા, તો તે હહરાઓને ઢોલીઆ કરતાં હું ધોકો વાગતો ઓહે ?"

એવા લવારા કરતાં આખરે ધનાપટેલ નિન્દ્રાવશ થયા.

## પ્રકરણ ૨ જું.

પ્રભાત થતાંની સાથેજ ધનાપટેલ પથારીમાંજ પડયા પડયા બોલી ઉઠયા, અયલા છીતલા ચાલ તું ભેહડાંને (કડબના પુળા) કાપી લાપ હું બલીયાને કાપી લખું. ને એક આંબાંનું પાતરૂં લાવ એટલે હું બીરી વાળી લઊં. હજુ આગળ ધનાપટેલ બોલવા જતા હતા પણ એટલામાં ગોપાળે કાકાને ખુબ મારવાથી એકદમ તે પથારીમાં બેઠા થઇ ગયા અને ગભરાયલા આમ તેમ જોવા મંડી ગયા, અને થોડીવારે બોલ્યા "અરે ! આ તો મારૂં હહરૂં મુમ્બઇ દેખું હું તો જાણું, જે હું તો મોતામાં ઢોલીઆ ઉપર હુઈ રહેલો છું. ચાહ પાણી થયા બાદ ગોપાળે કહ્યું "કાકા, આજ તો આપણે લોજ માં જમવા જવાનું છે કારણ કે ઘરમાં અડચણ છે એટલે રસોઇ

અનાવે એવું કોઇ નથી. માટે તમે થોડી વાર અહી બેસો હું જરા બહાર જઇ આવું ને પછી આપણે જઇએ.

એમ કહીને ગોપાળ કાંઇ કામસર બહાર ગયો અને ધનાપટેલ ઓરડીમાં એકલા રહ્યા. ગોપાળની વહુ બીજી ઓરડીમા કાંઇ કામમાં હતી એટલે ધનાપટેલ ઓરડીમાંથી ઉઠી બહાર ચાલીમાં આવ્યા માથાપર મોટી ચોટલી અને તે છએક માસ પર ઓળેલી હશે. મોંમાં એક મોટો બીડીનો ટોટો અને જાણે હરણાંના ટોળામાંથી એકાદ હરણું છુટું પડી જાય ને જેવી રીતે જુએ તેવી રીતે આમતેમ ગભરાયલા ધનાપટેલ જોતા હતા. એટલામાં માળાનો ભૈયો ઉપર આવ્યો અને ધનાપટેલને જોતાંજ તેને પુછવા લાગ્યો. "તુમ કૌન હે? યહાં કહાંસે આયા? ઔર કીસ કામકે લીયે આયા હે?"

ધનાપટેલે જાણ્યું આ કાંઇ ગાંડો છે કે શું? એટલે તેમણે કોઇ પણ પ્રકારનો પ્રત્યુત્તર આપ્યો નહીં.

ભઇયાએ જાણ્યું કે કોઇ મવાલી છે કે શું તેથી તેણે પુનઃ પુછ્યું "ક્યું બોલતા કયું નહીં? ઇધર કીસકે વહાં આયા હે? કોઇ તુમારા સંબંધી ઇધર રહતા હે?"

ધનાપટેલ તો જાણે બહેરા હોય તેની માફક કાંઇ સાંભળ્યું નથી એવો દેખાવ કરી મ્હોંમાં એક બાજુ બીડીનો ટોટો રાખીને ધીરે ધીરે મ્હોંડાની બીજી બાજુથી ધુમાડો કાઢવા લાગ્યા.

ધનાપટેલનું આવું વર્તન જોઇને ભઇયો એકદમ ગુસ્સે થયો. અને બોલી ઉઠયો "બદમાસ બોલતા હે કી નહીં?" અને પોતાના હાથમાંની ડાંગ ઉંચી કરી. ડાંગ ઉંચી થતાની સાથેજ ધનાપટેલે ત્યાંથી

દેટ મુકી અને બે ત્રણ ઓરડી આગળ જઇને એક ઓરડીનું બારણું અમથું બંધ કરેલું હતું તેને ઉઘાડી અંદર પેસી જઇ અંદરની સાંકળ વાસી દીધી.

એ ઓરડીની અંદર સુરતનું એક વણીક જોડું રહેતું હતું. પુરૂષ બહાર ગયેલો હતો અને ઘરમાં સ્ત્રી કાંઇ કામમાં રોકાયલી હતી. ધનાપટેલે સાંકળ વાસી એટલે તે સુંદરી એકદમ બુમ મારી ઉઠી "ઓ બાપ દોડોરે ચોર! ચોર!!"

ચાલીમાંના ઘણા સ્ત્રી પુરૂષો એકત્ર થઇ ગયાં. પણ અંદરથી દ્વાર બંધ હોવાથી આ શી બાબત છે તે કોઇના લક્ષમાં આવ્યું નહીં ધનાપટેલ તો ઓરડીના એક ખુણામાં ઉભા ઉભા થર થર ધ્રુજતા હતા. ધનાપટેલને ધ્રુજતો અને સંતાતો જોઇને સુંદરીને કાંઇક હિમ્મત આવી અને હૃદયમાં જેટલી હિમ્મત અને શરીરમાં જેટલી શક્તિ હતી તે સર્વ એકત્ર કરી તેણે ઓરડીની સાંકળ ઉઘાડી અને એકદમ બહાર નીકળી આવી. ઓરડીનું બારણું ઉઘડતાંજ લોકોનું ટોળું તે ઓરડામાં ધુસી ગયું અને ધનાપટેલનો હાથ પકડી તેને બહાર ઘસડી આણ્યો. ગોપાળની વહુ આ દૃશ્ય એક બાજુ ઉભી ઉભી જોઇ રહી હતી. પોતાના કાકાસસરાને જોતાજ તે એકદમ સુંદરી પાસે ગઇ અને તેને સમજાવવા લાગી. એટલામાં ગોપાળ બહારથી આવી પહોંચ્યો. લોકોને એકઠા થયેલા જોઇને તથા તેઓની વચ્ચે પોતાના કાકાને ઉભેલો જોઇને તેણે વિચાર કર્યો કે કાકાએ જરૂર કાંઇ કાચું કાપેલું હોવું જોઇએ.

તે એકદમ ત્યાં આવ્યો અને લોકોને સર્વ હકીકત પૂછવા લાગ્યો એટલે બાઇયાએ આગળ આવીને સર્વ હકીકત કહી, ગોપાળે બાઇવાને

ધનાપટેલ પોતાનો માણુસ હોવાની તથા એ અર્ધો ગાંડો હોવાની ખાત્રી આપી લોકોના હાથમાંથી તેને છોડાવ્યો.

ગોપાળે વળી પાછી જોઇતી સુચનાઓ આપી અને પોતાની સાથે જમવા આવવા પોતાના કાકાને જણાવ્યું. અને બન્ને જણાં કપડાં પહેરી લૉજમાં જમવા ગયા. એક મોટા ઓરડામાં હારબંધ પાટલાઓ ગોઠવેલા હતા તેમાના બે પાટલા ઉપર જઇને કાકો ભત્રીજો બેઉ જણા બેઠા એટલે પીરસેલી થાળી લાવીને એક છોકરો મુકી ગયો.

દાળ, ભાત, રોટલી, બે ત્રણ શાક, અથાણું, રાયતુ, કચુમર વિગેરે જોઇને ધનાપટેલ બોલી ઉઠયા આ બધું એકકે ફેર હામટું કેમ કરીને ખવાવાનું ?

ગોપાળ–હવે ગુપચુપ ખાયા કરો. વધારે બોલશો તો ભુખ્યા ને ભૂખ્યા અહીથી કાઢી મુકશે.

ધનાપટેલ–ચાલ ભાઈ હારૂ, અલ્યા ડખુ લાવ "લાવ" શબ્દ સાંભળતાંજ ભાતવાળો છોકરો ધનાપટેલ પાસે આવીને કહેવા લાગ્યો " કેમ કાકા શું જોઇએ છે ? "

ધનાપટેલ–હારા પુચછા શું કરે, ડખુ મેલની મેલતો હોય તો ! હુ જોયે શું જોયે હાનો કર્યા કરે ?

ગોપાળ–અરે ભાઇ તું જાને દાળવાળાને મોકલ. એને તો દાળ જોઇએ છે.

ભાતવાળો છોકરો ચાલ્યો ગયો અને દાળવાળો આવ્યો તેણે પૂછ્યું કેમ કાકા શું જોઇએ છે ?

ધનાપટેલ—તારી પાસે છે શું જે ? તેની પેલો વાત કરની.

છોકરો—મારી પાસે તો દાળ છે.

ધનાપટેલ—તો હડરા દારને શું ચુલામાં લાખું, કઢી વગર દાર કેમ કરતાં ખાય. મારે તો ડખુ જોયતું છે. શું મને તું ગામડેનો જાણી છેતરવા આયવો, તો હડરા દાર કરીતો હાથે કઢીહો કરવી હતીને ? કઢી વગર દાર હામાં ખાય તે તુંજ કેની ?

ગોપાળે વળી પાછા જેમ તેમ પોતાના કાકાને સમજાવ્યા અને આલ્લુ ગઢેરામાં નાખ્યું ધનાપટેલે ખા...સી બે એક ડઝન રોટલીનો ખાણુ વાળયો, અને પાંચ સાત છાલીયાં દાળને પોતાના ઉદરમાં પધરાવી ભોજનની પરિસમાપ્તિ કરી નાંખી અને ઘેર આવ્યા.

ઘેર આવ્યા પછી ધનાપટેલને એકદમ મોતે પોતાના ભાઈ ઉપર કાગળ લખવાનું સાંભરી આવ્યું એટલે ગોપાળ પાસે એક પોસ્ટ કાર્ડ લઈને અડધે કલાકે કાગળ લખી કાઢયો અને ગોપાળને કહ્યું ' હવે આ કાગળ જખવાનોને ?

ગોપાળ—લાવો આપણે સાંજે ફરવા જઇશું ત્યારે પેટીમાં નાખી દઇશું.

ધનાપટેલ—નારે બાઇ તમે ભણેલા માણહ ભૂલી જાઓ ને કાગર ગજવામાંને ગજવામાં રઇ જાય તો આપણી પટલણ—અરે મારી પટલણ બચારી અરધી થઇ જાય તારે હું છો! તારે તો ખીંટીએ પોતીયાં.

ગોપાળ—ત્યારે જુઓ આ પેલી સામી પોસ્ટ ઓફિસ છે તાં ભાંતમાં પેટી બેસાડેલી છે તેમાં નાંખી આવજો જો કોઇ જગ્યાએ રોકાતા નહીં, નહી તો વળી તમે કાંઇ નવી ઉપાધીમાં આવી પડશો.

ધનાપટેલ—અરે નારે એમ કાઇ છેક હું કાચોબાચો છેમ હું જે પંચાતીમાં આવી પડુ ? તારા કરતાં તો મેં દહ દીવારી વધારે જોયલી. આ પેલે દહાડે તો તું મારી અગાડી નાગો નાગો ફરતો હુતો ને આજે મને શીખામણ આલવા નીકરીયો.

ગોપાળ—વ્યો ઠીક ત્યારે હવે તમારે કાગળ નાંખવા જવું હોય તો જાઓ. ને આ એક પાકીટ છે તેના ઉપર એક આનાની ટીકીટ લઇને ચોઢજો, ને એને પણ સાથે સાથે પેટીમાં નાંખતા આવજો.

" આ ચાયલો " એમ કહીને ધનાપટેલ પોષ્ટઓફીસની એક બારી આગળ જઇને ઉભા રહ્યા, અને એક પારસી કલાર્ક હતો તેને પુછવા લાગ્યા. "છાહેબ આ કાગર ભીતમાની પેટીમાં લાખું કે ?"

કલાર્ક—હા, નાખો.

ધનાપટેલ—વારૂ આ કાગર મોતે કેદાડે પોચહે ?

કલાર્ક—'મોતે' કાં આયવું.

ધનાપટેલ—બારડોલીની પાહે.

કલાર્ક—કાલે સહવારે પહોંચી જશે. ઉપર પૈસાની ટીકીટ,બીકીટ ચોટી છે કે, અમથો ઉંઘમાંથી ઉઠીને કાગજ નાખવા આયોચ હમણાં તો કાગજના બે પૈસા થીબાચ, તે જાણે છે કે એમથોજ.

ધનાપટેલ—નારે ચોડેલી છે ને. વારૂ હું તમને એમ પુછું છાએબ, કે આ કાગર ઉપર એક પહોઆની ટીકીટ ચોડેલી છે તે એ કાલે મોતે પોચહે ને, કહી બે પહીઆની ચોડું તો આજને આજ ની પોચે વારૂ ?

કલાર્ક—આય સારો ગામરીઓ શું બકેચ. આજે શું ને કાલે શું, ને એક પૈસો કેરો ને બે પૈસા કેરા, ને સારો લવારો શું કરી રીયોચ.

ધનાપટેલ—હવે પાધરો ભહતો હોય તો ભહની, આપણે વરી છાહેબ, છાહેબ કરીએ તીયારે છાહેબ વરી મોંભે ચડીને બેહે. મારા હહગાને ખુરસી મલી એટલે સરગમાં પોંચી ગીયો. પણ તારા જેરા તો મારે ઘેર દુબરા છાણ લાખે છાણ હમજયો !

કલાર્ક—આ સારો દિવાનો થઇ ગીયોચ કે એને થયુંછ શું ? સારો શનિ બકબકાટ કર્યા કરેચ, સારા જતો હોય તો જાની, એમ કહીને કલાર્કે બારીમાંથી ઉઠીને એક ધપ્પો ધનાપટેલની ગોળમટોળ પાઘડીપર લગાવી દીધો.

ધનાપટેલે ચુપચુપ કાંઇપણ બોલ્યા ચાલ્યા સિવાય ત્યાંથી ચાલવા માંડયું ચાલતાં ચાલતાં ગોપાળે ટપાલમાં નાખવા આપેલું પરબીડીયું તેમને યાદ આવ્યું તે પાછો બોલવા લાગ્યો. "મારા હહરા ટપાલ વારા બો મીજાહી છે. અવે કોણ એની પાહે ટીકીટ લેવા જાય. વરી ટીકીટ લેવા જવા તો વરી પાછો એક ધપ્પો લગાવહે, માટે લાવની આ આની ને પાકીટ બેઉજ આ પેટીમાં લાખી દેઉં એટલે હો હહરો એની મેરે ટીકીટ ચોડી લેહે, આપણે ડગર મોકલવાની ગરજ ને એને હું પૈહા કમાવાની ગરજ ની મલે હું "

એવો પોતાના મન સાથે દ્રઢ નિશ્ચય કરીને તે કાગળ નાંખવાની પેટી તરફ ગયા. પેટી ઉપર મોટા અક્ષરે ગુજરાતીમાં લખેલું હતું કે "કાગળો નાખવાની પેટી" તે ધીરે ધીરે વાંચતાંજ વળી પાછા ધના-પટેલ વિચારમાં પડયા. આ તો કાગરાને પૂરવાની પેટી દેખું. મારા

હહરા મુમ્બઇના લોકો જે ની કરે તે ઓહ્યુ એ હહહરા હું કરવા પેટીમાં લાખતા ઓહે ! અહીં જુવારનાં ખેતરો છે ની, કે બાઇ જાણે જુવાર ખાઇ જાય તીયારે એ કાગરા પુરતા હું કરવા ઓહે. એમ વીચારમાં ઝોલાં ખાતા હતા એટલે એક પારસી જુવાનીઓ પેટીમાં કાગળ નાખવા આવ્યો તેને ધનાપટેલે પૂછ્યું ' બાઇ કાગર લાખવાની પેટી કાં છે,

પારસી–આય શું આય તારી આંખે દેખાતી નથી ?

ધનોપટેલ–અરે તુંહો ભાઇ આંધરો છે કે હું આનાપર જરા વાંચ તો ખરો " કાગળો નાંખવાની પેટી" એમ લખેલુ છે તે દેખાતું નથી. ? પણ આ પેટીમાં મુમ્બઇના લોકો કાગડા હું કરવા પૂરતા ઓહે !

પારસી–આ સાલો કોને કાગરો કેયચ, સાલા શું સમજેછ તારા મનમાં એમ કહીને બેએક મુકકો લગાવીને કાગળ પેટીમાં નાખીને તે પારસી ત્યાંથી ચલ્યો ગયો પારસીને પેટીમાં કાગળ નાખતો જોઇને ધનાપટેલે વિચાર કર્યો લખવાવારાની ભૂલ થયેલી ઓહે નહી. તો હહરો પારહી પેટીમાં કાગળ લખતો ઓહે જો ?

એવા નિર્ણય ઉપર આવીને તેમણે મોતે લખેલો પોસ્ટ કાર્ડ પેલી પેટીમાં નાંખ્યો. અને પછી ગોપાળે નાખવા આવેલું પાકીટ તથા ટીકીટ લેવા આપેલી આની બેઉ પેટીમાં નાખી દીધાં, અને એકદમ ત્યાંથી કપડી ગોપાળ પાસે આવીને ઉભા રહયા અને તેને કહેવાં લાગ્યા પેલો મારો હહરો ટપાલવારો મારી સાથે રોપ હાંકે તે હું કાંઇ તેનાથી જાઉં એવો છું કે હું પણ એવો કની કે તેની જારમાં મેં તેનેજ ગુંચવી દીધો.

ગોપાળ—પણ તમે ત્યાં જઇને શું કર્યું ! તે તો કહો.

ધનાપટેલ—તે ટપાલવાળો હહરો મીજાહી દેખુ, તેણે મને ટીકીટ આપવાનું ના કેયુ. પણ હું કાંઇ ગાંયજ્યે જાઉ તેવો છેઉં ને હું પણ એવો કની કે તેં આપેલું પાકીટ અને આની બેઉ પેટીમાં નાખી દીધાં. હવે હહરો કાં જહે ? જખ મારીને ટીકીટ ચોરી લેહે કેની. તેને પૈહા કમાવાની ગરજ ની મલે હું ! હું કાંઇ આપણેજ બધી ગરજ, ગરજ બેઉને !

ગોપાળે પોતાના માથામાં ટપલો માર્યો અને કાકાની બહાદુરી માટે કાંઇ પણ બોલ્યો નહીં,



# ભાગ ૪ થો.

---

સાંજના ત્રણેક વાગે કાકો ભત્રીજો બેઉ પાછા મુંબઇ શહેરમાં ફરવા નીકળ્યા. ફરતા ફરતા તેઓ બોરીબંદર સ્ટેશન જોવા ગયા બધું સ્ટેશન તેઓ જોવા લાગ્યા એટલામા ગોપાળનો એક મિત્ર મળ્યો તેની સાથે ગોપાળ વાતો કરવા લાગયો. અને ધનાપટેલ આમ તેમ બાવરા બાવરા જોયા કરતા હતા તેની દષ્ટિ ટેલીગ્રાફ ઓફિસમાં કામ કરતી યુરોપિયન લેડીઓ તરફ ગઇ. ધનાપટેલે મનમાંજ વિચારમાળા શરૂ કરી દીધી. આ બૈરીઓ વરી અહીં હું કરતી ઓહે જાણે ખેતરમાં નિંદતી હોય તેમ હાથ તો ચલાવતી છે. લાવની આપણે જોયે તો ખરા. એમ નિશ્ચય કરીને તે ગોપાળને તેના મિત્ર સાથે વાત કરતો મુકી એકદમ ટેલીગ્રાફ ઓફિસમાં ગયો. ઓફિસમાં

પગ મુકતાની સાથેજ એક યુરોપીયન લેડીએ તેના સામે જોઇને કહ્યું "'What do you want ?"

ધનાપટેલ—હવે લવારો હાની કરે છે જે કેવું હોય તે પાધરી પાધરી કે'ની ! તને ઇંગરેજી આવડતું છે ને હું જાણુતો છેરૂં. તારા મનમાં જાણે હુંજ હુછીયાર કમ !

લેડી—Go away at once you shameless bruit.

ધનાપટેલ—જો પાછી. વ [illegible] તારા હુછીઆરી બતલાવવા માંડી કે ?

એ ઓફિસમાં એ. [illegible] ક્રાશ્ચિયન લેડી કામ કરતી હતી તે તો મ્હોંએ રૂમાલ દઇને હસવાજ કરતી હતી તે જરા વધુ શાનળી હતી આખરે મામલો રંગ પર આવેલો જોઇને તે ધનાપટેલ પાસે આવીને કહેવા લાગી "ત[illegible]રે તાર કરાવવો છ ?"

ધનાપટેલ—અરે નહીરે મારે ઘેર ઘરના વાડાની વાડે તો ઓણુ હું ચોમાહામાં થુવેરીઆ [illegible] રાપવાનો છું એટલે તારને હું કરે ?

ક્રીશ્ચીયન લેડી—ત્યારે અહીં શું કરવા આવ્યા છો? આ સ્ત્રીઓની ઓફીસ છે એટલે અમાં મરદે થી નહી આવાય માટે તમે છાનામાંના બહાર ચાલ્યા જાઓ, નહી નો આ બાઇ તમને સિપાઇને સોંપી દેશે.

ધનાપટેલ—અરે બેડરે. આ પેલે દહાડે હુધી તો તું અમારે તાં ખેતરમાં નિંદતી ઉતી, તું પહેલાં જાણે પેલા નાથીઆ દુબરા હાથે નાતરે આવેલીને અહીં આવીને એકદમ મેમડી કેટલીવારમાં બની ગઇ.

અજુ ધનાપટેલ આગળ બોલવા જતા હતા પણ એટલામાં ગોપાળ ત્યાં આવી પહોંચ્યો અને કાકાએ કાંઇ નવનું તેર વેતરેલું

જોવું જોઇએ. એવો વિચાર કરી ને લોકોની માફી માંગી અને એ ગાંડો છે એમ જેમ તેમ સમજાવી ધનાપટેલ ને ટેલીગ્રાફ ઓફિસમાંથી બહાર લઇ આવ્યો. અને તેમને સખત સુચના આપી દીધી કે, ગમે ત્યાં આપણે જઇએ પણ તમારે મને મુકીને જરા પણ આઘા ખસવું નહીં.

ભત્રીજાની સુચના ધ્યાનમાં રાખવાનું કબુલ કરીને ધનાપટેલ બોલ્યા "પણ એમાં મારો શું વાંક ? હઠરા આંઇના લોકજ બધા એવા તેને હું શું કરૂં ?"

કાકાના કથનનો કાંઇ પણ પ્રત્યુત્તર ન આપતાં ભત્રીજો તેને લઇને આગળ ચાલવા લાગ્યો. ચલતા ચાલતા મોટી મોટી દુકાનો જોતા જોતા તેઓ ઠેઠ ચર્ચગેટ સ્ટેશન નજીક આવી પહોંચ્યા અને ત્યાં ઉભાં કરેલા આરસ પહાણના પુતળાને જોઇને ધનાપટેલ બોલી ઉઠયા "અરે આ કોણ ? આ તો મામા દેવ છે ? અરે ચાલ, ચાલ, ગોપાર નીતો આપણે એની ઝપટમાં આવી જઇશું"

ગોપ.ળ—અરે એતો પુતળો છે. એ દેવ નથી. જે લોકોએ સારાં કામ કરેલાં હોય તેઓના પુતળાં બનાવીને મુકે છે તે પ્રમાણે આ પુતળાં મુકેલાં છે.

ધનાપટેલ–તે એ પુતરાં શાનાં છે ? વરહાદમાં ધોવાઇ ની જાય ?

ગોપાળ–અરે એ તો પત્થરના છે. પત્થર વળી વરહાદથી ધોવાઇ જાય ?

ધનાપટેલ–તીયારે આપણે શું નબરા કામ કયરા કે આપણું પુતરૂં ની મેઇલું ને એ લોકોએ શું છારા કામ કરી લાઇખાં બૌ

તો એણે પચાસ કે છાઠ ભાર કપાસ પકવ્યો ઓહે અરે છો (૧૦૦) ભાર. પકવેલો ઓહે ઉંહા દર સાલ તીસ ભાર કપાસ તો પકવું છું. તો એનું મોટું પુતરં મુકયું તો મારૂં નાલ્લુએ મુકહે કે નીં? તે એ પુતરાં કોણ બનાવતુ ઓહે ? હું આપણા મોતાવારો કીકલો કુંભાર એવાં પુતનાં ની બનાવે ? અરે એવાં તો હું પણ એને હો કુદી ઝ્યય એવાં ને બનાવે? અરે આવે છે ઉ અહીથી જઇને તેને મારૂ પુતરૂ બનાવવાનું કેવ ને પછી તુ આવીને તેને અહીં લઇ આવજે અને અહીં ગેડરી દેજે, એટલે હું પણ હા । કામ કરનારો છેઉ એમ તો ગણાવા પાછી જેમ થવાનું ઓહે તેમ થહે.

ગોપાળે ધનાપટેલના કથનનો કાંઇ પણ પ્રત્યુતર આપ્યો નહીં ધનાપટેલ કયાં કાચા હતા ! પ્રત્યુતર આપવા જેવું રાખે તો તો ગોપાળ ઉત્તર આપે ને !

ત્યાંથી પછી તેઓ સમુદ્ર કીનારે ગયા ઘણાંજ સ્ત્રી પુરૂષો ત્યાં ફરવા આવેલા હતાં કેટલાક જોડાઓ બાસ્ટી ઉપર બેસી પ્રેમચેષ્ટા કરી રહ્યાં હતાં અને કેટલીક ચબરાક પારસણો તો પોતાના બાબી પતીનાં ગળામાં બન્ને હાથ લાખી મુખપર લગાડેલી કૃત્રિમ લાલી ભુસાઇ ન જાય તેટલા માટે રેશમી રૂમાલ વારંવાર ગાલો ઉપર વારાફરતી દાબ્યા કરતી હતી તેને જોતાંજ ધનાપટેલ બોલી ઉઠયા "આ મારા છહરાં હું કરે ? આ બેઉ ડોકે બાઝીને દરીયામાં પડહે કે હું ? જો તમારે દરીયામાં પડવું હોય તો એકેક મોટો પત્થર ગરામાં બાંધીને પછી પડજો નહીં તો વરી તમે પાછા નીકરહો તો તમારા માબાપ તમને ઘરમાં ગોંધી રાખહે

ગોપાળ—કાકા, ચુપ રહો, નહી તો કાલનો દુકાળ આજેજ પડશે જો એતો દરિયામાં પડવાના એક બાજુએ રહેશે પણ તેમનેજ હમણા ઉંચકીને એ લોકો દરિયામાં ફેંકી દેશે જો માટે છાનામાના કાંઇપણ બોલ્યા વગર મારી પાછળ પાછળ ચાલ્યા આવો. જુઓ પેલી સામે સ્ટીમર દેખાય તે તમારે જોવા જવું છે !

ધનાપટેલ—ઇછટીમર ? એમાં બેઠીને બધા નાતાલ મોરીછ જાય તેજ કેની ! એ તેમ હેઇને આપણે મૈ ગીયા ને એ હહરા ઇછ-ટીમર હાંકી મુકે તો ને તેમ કરતાએો આપણે જઇએ પણ તીયા આપણે કેમ કરતાં જઇએ !

ગોપાળ—તે તો આ સ્ટીમ લોંચમાં બેસીને આપણે જઇએ ત્યારેજસ્તો.

ધનાપટેલ—નારે ભાઇ આટલા બધા પાણીમાં એ લોઢાનું નાહ્લું અમથું હોડકુ ઉંધું વરી જાય તો પછી ! મારે તો ઘેર પરલણુ વાટજ જોયા કરે. ભાઇ રેવા દે એ ધંગો ને ચુલામાં ગીયું એ ઇછટીમર જોવાનું આપણે તો કાંઇ તાં આવતા નથી.

ગોપાળ-ઠ્યો ચાલો ત્યારે પાછા.

બન્ને જણુ ત્યાંથી પાછા ફર્યા. રસ્તે આંવતાં કોટની એક ઓફિસમાં એક જણો લીફ્માં બેસી ઉપર ચઢતો હતો તેના તરફ ધનાપટેલની દ્રષ્ટિ પડી એટલે તેમણે ગોપાળને પૂછ્યું. " અલ્યા ગોપાર આહું કરે ! આ પાંજરામાં બેસીને એ કાં જતો ઓહે !

ગોપાળ—અરે એ પાંજરૂં નથી; એતો આ ઘરના માળ ઉપર જવાનું 'લીફ છે. એતો વિજળીથી ચાલે.

• ધનાપટેલ—મારી હહરી વજલી તો ભાઇ ખરી ! જે હોય તે વજલીજ ચલાવે. એ મારી હહરી કેવીક છે ! એ કાં રેતી છે ગોપાર ! હોય તો ચાલની આપણે તેને જોવા જઇએ. ને પુછી જોઇએ કે થોડા દહાડા આપણા મોતામાં આવીને રેતી હોય તો ! હું તને એમ પુછું ગોપાર કે એને અહીં મુમ્બઇમાં કોણ લેઇ આયવું. એના બાપના નામની ને એના વરના નામની તને ખબર છે હું ? એ કયે ગામની છે અને કાં પરણેલી છે તે તું જાણે કે.

ગોપાળ—એ બધી વાત બહુ લાંબી છે માટે આપણે ઘેર જઇશું ત્યારે તમને એ વાત કહીશ.

ત્યાંથી ઉભય આગળ ચાલવા લાગ્યા. રસ્તામાં એક સીનેમાનું થીએટર આવ્યું. એટલે ગોપાળે બે ટીકીટ લીધી અને બન્ને જણા અન્દર ગયા. લંકા દહનની ફીલમ હતી. હનુમાને લંકામાં આગ લગાડી એ સીન આવતાંજ ધનાપટેલે બરાડો પાડયો અરે પેલો હહરો વાંદરો બધું બારી નાખવાનો રે ! ગોપાર પાણી લાવ પાણી લાવ નીતો આપણે હો છાથે છાથે બરી જવાના. ગોપાળે કાકાનો હાથ દાબ્યો અને છાના માના બેસવાની પાછી સખત સુચના આપી દીધી. થોડી વાર ચુપચૂપ બેસી રહયા બાદ ધનાપટેલે અક્કલનો ઇસ્કોતરો ખાલી કરવા માંડયો 'ગોપાર પણ આ બધાં માણહ કાં રેતાં ઓહે ને તે આટલાં ઉતાવરથી કેમ કરતાં આવતાં ઓહે ? ને એ ગુંગા કેમ છે ? બોલતાં કેમ નથી ?

ગોપાળ—એ કાંઇ સાચાં માણસ નથી એતો બનાવટી પૂતળાં છે.

ધનાપટેલ—જા, જા, હવે નાલ્લા પોર્યાંને જઇને છમજાવ આ ખા... કાં હાલે ચાલે નાચે કુદે ને મારો હહરો કેમ કે એતો બનાવટી

પૂતરાં છે, તારા મનમાં જાણે તુજ હમજે ને બીજા તો બધા ઢોર જેવા કેમ ? પણ તુંજ કેની બનાવટી હોય તો જીવ વગર એ હાલે ચાલે કેમ ! આપણે ઘેર ભેંસનું પાડીયું મરી જાય એટલે તેનો જીવ નીકરી જાય પછી તે કેમ હાલતું ચાલતું નથી ? તું હમજાવે કોને તું જાણે મુન્મઇમાં રીયો એટલે બધો જાણુકાર થઇ ગીયો ને અમે હહરા ઢોરસ્તો તારા મનથી ।

ગોપાળ—અરે કાકા તમે એટલા બધા તપી શું કરવા જાઓ છો ? એ પૂતળાં તો જીવ વગરનાંજ છે. પણ એનેહો પેલી વિજળીજ હલાવે ચલાવે છે ખોટી વાત હોય તો કોઇને પુછી જુઓ.

ધનાપટેલ—હેં...મારી હાહૃ એ વજલીએ તો આખર કરી હું હહરીનામાં પાણી છે ભાઇ ! એના જેવી તો કોઇ દીઠી ની. સીનેમાની ફીલમ ખલાસ થતાજ બન્ને જણા ઘેર આવ્યા અને નિંદ્રાવશ થયા.

બીજે દિવસે ગોપાળના એક સ્નેહીની વર્ષગાંઠ હતી તેથી તેણે ગોપાળને તથા ધનાપટેલને બન્નેને પોતાને ત્યાં જમવા આવવાનું આમંત્રણ કર્યું હતું. તેથી સવારમાં ઉઠી નિત્ય કાર્યથી મુક્ત થયા બાદ તેઓ તે સ્નેહીને ત્યાં ગયા. બપોરે જમ્યા બાદ ગમ્મત થવા માંડી થોડીકવાર હારમોનીયમ સાથે સંગીત ચાલ્યું. થોડીવાર રમત ગમત થતાં ફોનોગ્રાફની રેકર્ડ મુકી અને જ્યાં ગાયન શરૂ થયું કે ધનાપટેલ એકદમ બોલી ઉઠયા. "ઓતારી આ છબરૂં માણુછ કોણુ અંદર ભરાઇ બેઠેલું છે. તો તે વાઘના બાધાંને બહાર રહીને બોલતાં હું થતું એહે ! મારા છબરાનો રામ ઔ હારો દેખું ને ! "

જ્યારે રેકર્ડ પૂરી થઇ ત્યારે પણ પાછા ધનાપટેલ બોલી ઉઠ્યા. "લે મારૂં છછરૂં થાકી ગીયું આટલું ગાયું એટલામાં તો જાણે મોટો વાઘ માર્યો હોય તેમ વરી થાકી ગીયું."

બીજી રેકર્ડ મુકવામાં આવી. એટલે પાછા પટેલે વાકધારા છોડી "ગોપાળ! તું એ અકકલના ઓથમીરને બહાર કાઢ નહી તો મારો મીજાજ બહુ ખરાબ છે.

ગોપાળ કાંઇ પણ બોલ્યા સિવાય ચુપચુપ બેસી રહયો નથી ધનાપટેલના જીવને ચ્હેન પડતું નહોતું તેથી તે એકદમ પોતાની જગ્યા ઉપરથી ઉઠયા અને ફોનોગ્રાફનું ભુંગળું એકદમ ખેંચી કાઢતા હતા પણ ગોપાળે અટકાવવાથી વળી મનને જેમતેમ વારી શાન્ત બેઠા અને એકદમ બોલી ઉઠયા. "આ મારૂં હછરૂં કાંઇ ગાય તેમાં છમજાણુ તો પડે નહી. અમે જ્યારે ખેતરમાં જીએ ત્યારે એના કરતાં બઉ હારૂં ગાઇએ ને જાં ગાવા માંડયું કે ચાર લોક એમ કાન દઇને છાભળીયા નીઇ કરે જો જો હેં હું ગાઉં એમ કહીને તેમણે નીચેનું ગીત ગાવા માંડયું. અને તે ગીત પુરૂં થયું ત્યાં સુધી તેઓ લેશ પણ અટકયા નહીં, ગીત આ પ્રમાણે હતું:—

---

અમે જઇએ છીએ કોદરા ઓરવા,
લાવજો ગોરાંદે ભાત,
ઘરની કણુબણેરે.
કોદરા ઓરી વ્હેલા સિધાવજો,

હું નહીં લાવું ભાત,
મારે સૈયરોનો સાથ,
મારે રમવા સરખી રાત,

મે તને વાર્યોરે, ઘરના કણબીડા,
લાવજો ગોરાંદે ભાત.
ઘરની કણબણોરે.

બાજરી ઓરી વ્હેલા સિધાવજો,

હું નહીં લાવું ભાત,
મારે સૈયરોનો સાથ,
મારે રમવા સરખી રાત,

મેં તને વાર્યોરે, ઘરના કણબીડા.

( લોક ગીત. )

---

ગીત પુરૂં થતાંની સાથેજ તેઓ પાછા પોતાની જગ્યા ઉપરથી ઉઠયા. અને એકદમ ફોનોગ્રાફનું ભુંગળું ખેંચી કાઢી ફોનોગ્રાફને ટેબલ ઉપરથી ગબડાવી મુકીને ધનાપટેલ બોલ્યા. "છછરાના દીકરા એમ ગાની એમ ઝીણા રાગે હું તારા બાપનું કપાર ગાયા કરે," સર્વ આવેલા મ્હેમાનો તો ખડખડાટ હસવા લાગ્યા. રંગમાં ભંગ પડયો પણ ધનાપટેલે તો જાણે મોટો ગઢ જીત્યો હોય તેમ મુચ્છપર હાથ દેતા ફોનોગ્રાફ તરફ ડોળા ઘુરકાવ્યા કરતા હતા.

ગોપાળ પણ ખસીયાણો પડી ગયો અને પોતાના કાકાને લઈને ઘેર આવ્યો અને બીજે દિવસેજ ધનાપટેલને મોતાના કોઈ લોકો આવેલા હતા અને તે પાછા મોતે જવાના હતા તેની સાથે રવાના કરી દીધા. કારણકે ગોપાળ હવે ધનાપટેલથી બહુજ કંટાળી ગયો હતો.

ધનાપટેલને જતી વખતે ગોપાળે કહ્યું "કાકા ! હવે મહેરબાની કરીને ફરી આ તરફ આવવાનો વિચારજ કરશો નહીં. કારણકે હવે જો તમે આવશો તો જરૂર કેદમાં જશો.

ધનાપટેલ—કોઈની ભાઈ અહીં પરવારતો છે કે તારે ત્યાં આવીને બેઠી રેવાનો.

એમ કહીને ધનાપટેલ આગગાડીમાં બેઠા અને સહીસલામત મોતે પહોંચી ગયા.

## લ્યો સાહેબજી !

# હમારા લોકપ્રિય પુસ્તકો ?

"ગુજરાતી" ગાયનમાળા

ભાગ ૧ થી ૫ દરેકના ૦-૬-૦
"ગુજરાતી" ગઝલસાગર ૦-૬-૦
હિન્દ-કીર્તન (સચીત્ર) ૦-૬-૦
લાલ દીવો ( ,, ) ૦-૬-૦
સદ્ગુણી શશીકળા ,, ૦-૬-૦
નરસીંહ મ્હેતાકૃત
પ્રભાત સંગ્રહ ૦-૬-૦
બ્રહ્માનંદ ભક્તિસુધા ૦-૬-૦
ચતુર સુંદર સ્ત્રીવિલાસ
અથવા
મનહર સરળ ગરબાળી ૦-૧૦-૦
સ્વરાજ્યકીર્તન ૦-૬-૦
મનરંજનરસીકગાયનસં. ૦-૪-૦
ગુજરાતી પહેલી ચોપડીના
અર્થ ૦-૩-૦
,, પહેલા ધો. નોટ ૦-૪-૦
,, બીજી ચો. અર્થ ૦-૪-૦
,, બીજા ધો. નોટ ૦-૬-૦

જૌહરે જાહેરીસ ને ગઝલે
ગૌહર કવ્વાલી ૦-૧૨-૦
ગામડીઓ ગમાર
ભાગ ૧ થી ૪ ૦-૪-૦
કલીયુગની દ્રૌપદી યાને
૫ દરપતિએ પતિવ્રતા સતી ૦-૪૦
રાંડેલીનું ભાગવત ૦-૨-૦
ગુરૂ કે ઘંટ ૦-૧-૦
અર્જુન ગીતા ૦-૨-૦
હનુમાન ચાલીસા ૦-૨-૦

**નવલકથાઓ**

રણજીત અને કુસુમ ૨-૦-૦
મધુસૂદન ૧-૮-૦
સુરતીલાલ ૨-૦-૦

**નાટકો**

કાળો પ્હાડ અથવા
ભારતનું ભાવી ૦-૮-૦
ભર્તૃહરિ નાટક મોટું (છપાય છે)
હરિશ્ચંદ્ર ,, ,,

મળવાનું ઠેકાણું—
**"ગુજરાતી" સાહિત્ય મંદિર.**
**સલાબતપુરા, સુરત.**

શું તમોને તમારા પૈસાનો બચાવ કરવો છે જો તમોને
મોંઘીદાટ બે ત્રણ રૂપીઆની કીંમતની નવલકથા
ખરીદ કરતાં કંટાળો આવતો હોય તો
જરૂર આ સારરૂપ વાર્તા ખરીદો.

# વીર દુર્ગાદાસ

રાઠોડ સરદાર દુર્ગાદાસના અદ્‌ભુત પરાક્રમની કથા જાણવી હોય તમારા બાળકોને સ્વદેશ પ્રત્યેની ફરજોનું જ્ઞાન આપવું હોય તો આજેજ ખરીદો.

**બહારગામવાળાએ છ આનાની ટીકીટ બીડવી.**

**મુલ્ય માત્ર પાંચ આના.**

---

તૈયાર છે? તૈયાર છે?

વાન થવાનો સહેલો ઉપાય.

# હુન્નર સાર સમુદાય

**(સેંકડો હુન્નરોનો સંગ્રહ.)**

**કીંમત માત્ર આના આઠ.**

લખો,
**"ગુજરાતી" સાહિત્ય મંદિર.**
સલાબતપુરા—**સુરત.**